

# કન્યા વિક્રય,

## ( એક અગત્યનો સંવાદ ).


લેખક અને પ્રકાશક

**ડાહ્યારામ બોધલરામ શુકલ.**

સરસવણી-ખેડા.



સંવત્ ૧૯૭૫. સને ૧૯૧૯.

( પ્રત ૫૦૦ ).

અમદાવાદ-ઝવેરીવાડના પુલ નીચે આવેલા શ્રી "જૈન વિદ્યાવિજય" પ્રેસમાં શા પોપટલાલ અમથાશાએ છાપી

કિંમત એક આનો.

( સામટી લેનારને ઇચ્છાનુસાર ).

# બે શબ્દો.

આટલા ન્હાના પુસ્તકની પ્રસ્તાવનામાં શું લખવાનું હોય! પરન્તુ જ્યારે રિવાજ જ પડી ગયો છે, ત્યારે બે શબ્દો લખવાની ફરજ પડે છે.

આજકાલ ઘણી જ્ઞાતિઓમાં કન્યાવિક્રયનો દુષ્ટ રિવાજ એટલો તો વધી ગયો છે કે, તે આપણી અધોગતિનું મૂળ થયું છે. જો કે કન્યાઓની અછત એ આ પ્રથાનું મૂળ કારણ છે તો પણ આફ્રિકાના હબસી ગુલામો જેવી સ્થિતિ અમારાં બેન-દિકરીઓની જોઈ અત્યંત ખેદ થાય છે. સર્વમાન્ય ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિમાં આ રિવાજે એટલી જડ ઘાલી છે કે પોતાની બેન-દિકરીનું ગમે તે થાય તેની જરા પણ ચિન્તા કર્યા સિવાય મનમાન્યા રૂપીઆ લેવાય છે; ને જ્ઞાતિવાળાઓને મિષ્ટાન્ન અપાય છે. આવી દુઃખદ સ્થિતિનું મ્હારા ભાઈ-બેનોને કંઈક ભાન થાય તેવા હેતુથી આ નાનકડું પુસ્તક સંવાદ રૂપે લખી તેમના હાથમાં મુકવાની હું રજા લઉં છું. આ પુસ્તકથી મ્હારાં જ્ઞાતિબન્ધુઓ આ દુષ્ટ રિવાજને નિર્મૂલ કરશે તો હું મ્હારો શ્રમ સફળ માનીશ. ઇતિશમ્.

સં. ૧૯૭૫ | સેવક,
જેઠ -તૃતીયા- | ડાહ્યારામ બોધરામ શુક્લ.

ओरेम्.

# કન્યા વિક્રય. ”

## ( એક અગત્યનો સંવાદ )

સ્થળ–રાજમાર્ગ–પાત્રો–શાળામાં અભ્યાસ કરતી કન્યાઓ.

વિદ્યા—બેન ક્યાં જાઓ છો ?

શારદા—શું તમે જાણતાં નથી ! આપણી નિશાળમાં પેલી 'રૂખી' ભણે છે–કની, તેનું આજ લગ્નછે ત્યાં જોવા જાઉંછું.

વિદ્યા—તેનું આજેજ લગ્ન છે ! હજુ તો તે બિચારીને પુરાં આઠે વર્ષ થયાં નથી તેટલામાં તેનું લગ્ન કેવું ?

શારદા—શું કહું બેન ! જ્ઞાતિમાં કન્યાઓની અછત અને તેના બાપની સ્થિતિ લગાર સારી નહિ તેથી, તેમણે આ વર્ષેજ તેને પરણાવી દેવાનો નિશ્ચય કર્યો છે.

વિદ્યા—બેન ! તમારા કહેવાનો અર્થ હું બરાબર સમજી શકતી નથી; જ્ઞાતિમાં કન્યાઓની અછત અને તેના બાપની સ્થિતિ સારી નહિ તેમાં તે બિચારી શું કરે !

શારદા—કેમ શું કરે ? તમો ભણ્યાં ગણ્યાં ખરાં, પણ હજુ સાંસારિક વાતને સમજી શકતાં નથી, બળ્યું, ભણેલાંની એજ ખોંકણ છેને કે ભણ્યાં પણ ગણ્યાં નહિ ?

વિદ્યા—હા, બેન ! અમેતો ભણ્યાં ગણ્યાં વેઠીઆ ઢોર જેવાં, પણ તમેજ સમજાવોને કે તેના બાપની સ્થિતિ સારી નહિ ને જ્ઞાતિમાં કન્યાઓની અછત તેમાં તે બિચારીનું આટલી નાની ઉમરે લગ્ન કેમ ? કદાચ રાજક દૈવક થાય તો તેનો જવાબદાર કોણ ?

શારદા—જવાબદાર શું? તમે તો કાંઈ બુહજ સમજોછો આપણા ગામમાં ઘણાંએ લગ્ન થાય છે, પણ આવો પ્રશ્ન તો કોઇએ કર્યો નથી?
વિદ્યા—ત્યારે તમે નિશાળમાં જઇને શું ભણોછો? માસ્તર સાહેબે આપણને પેલી ગરબી નથી શિખવી!
શારદા—પેલી કઈ?
વિદ્યા—કવિશ્વર દલપતરામની.
શારદા—બાળ લગ્નની.
વિદ્યા—હા, તેજ બોલો જોઇએ!
શારદા—મને તો તે બરાબર આવડતી નથી, પણ પ્રથમની એકાદ બે કડી યાદ છે.
વિદ્યા—આપણે પણ તેટલીનીજ જરૂરછે, માટે બોલો જોઇએ.
શારદા—બાળપણે બાળા તણાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડું ઉપજે વિઘન. બાળપણે.
આંબે મોરજ જેટલી, ધારે કેરીઓ કોઈ;
વિશ્વાસથી વકરો કરે, રહે તે આંખો લોહી. બાળપણે.
વિદ્યા—બસ વધારેની કાંઈ જરૂર નથી. તમારી કહેલી કવિતાનો અર્થ તો તમે બરાબર સમજતાંજ હશો ને! બોલો જોઇએ "આંબે મોરજ જેટલી, ધારે કેરીઓ કોઈ; વિશ્વાસથી વકરો કરે, રહે તે આંખો લોહી. બાળપણે૦" નો શું અર્થ થાય છે?
શારદા—તમારા મનમાં તો અમો એટલુંએ નહિ સમજતાં હોઇએ. ઉનાળામાં આંબે મોર આવે છે તે

વખતે તેટલીજ કેરીઓ આવવાની આશા રાખી કોઈ આંબો વેચાતી રાખી લે તો તે આંબો ચોળીને રડે, કારણ જેટલો મોર હોય તેટલી કેરીઓ આવતી નથી.

વિદ્યા—હા. ત્યારે તમે એમ કેમ કહેતાં હતાં કે તમો તો કાંઈ જુદુજ સમજો છો! હું પણ એ કવિતાનો એજ અર્થ કરૂંછું ફક્ત તમારી ને મારી સમજશક્તિ-માં ફેર છે.

શારદા—શો ફેર ?

વિદ્યા—જુઓ, હાલનો સમય કેટલો વિચિત્ર છે, તેમાં પ્લેગ, કોલેરા વગેરે અનેક જીવલેણ દરદો આપણી પાછળ પડયાં છે, તેમાં બાળકોમાં ઉધરસ–ઉંટાટીયાનું ને બળીઆ–અછબડાનું જોર વિશેષ, એટલે આ બળ્યા સમામાં નાની ઉમ્મરે લગ્ન ના કર્યું હોય તો ઘણું સારૂં.

શારદા—હા, બેન, તમારા કહ્યાનો અર્થ હું હવે સમજી અમારી જ્ઞાતિમાં વિધવાઓની સંખ્યા ઘણી વધારેછે.

વિદ્યા—એટલાજ માટે નાની ઉમરમાં કન્યાઓનું લગ્ન કરવાનું ના કહ્યું છે.

શારદા—પણ બેન! એતો જે થવાનું હોય તે થાય.

વિદ્યા—ત્યારે તમેજ કહોને કે 'કપાળે હાથ દઈ કુવામાં પડાય'!

શારદા—ના. એમ ના થાય. એથી તો ઉલટા પ્રાણ જાય.

વિદ્યા—ત્યારે નાનપણમાં દિકરીઓનું લગ્ન કરી લાયક ઉમરની થતા પહેલાં ગૃહસ્થાશ્રમમાં જોડી તેમના

પ્રાણુ લઈ કન્યાઓની અછત કરવી એ શિવાય તેનો બીજો શું અર્થ થાય ?

શારદા—અર્થ તો તેજ. પણ બેન ! તેના બાપની સ્થિતિ સારી નથી એટલે—

વિદ્યા—એટલે—કેમ અચકાયાં ?

શારદા—શું કહું બેન ! છપ્પનના દુષ્કાળ પછી તેના બાપની આર્થિક સ્થિતિ સારી નથી. તેમાં તેના હાથે વળી એકાદ બે ઉંધા ધંધા થયા. વસ્તારી માણસ એટલે બેત્રણ વર્ષે વરોતો આવેજ ! અને ઘરનું રોટલા ખર્ચ ગણો તો આ બધું એકલા હાથે શી રીતે પુરુ થાય !!

વિદ્યા—નજ થાય ! પણ તેથી તે બિચારીનું નાની ઉમરે લગ્ન કેમ થાય !!!

શારદા—બેન ! તમે હજુએ ના સમજ્યાં ?

વિદ્યા—ના.

શારદા—કેમ ના ! તેના બાપની સ્થિતિ સારી નાહ એટલે તેમણે લગાર—

વિધા—શું લગાર !

શારદા—કપાળ. તમે તો કાંઈ સમજતાંજ નથી.

વિદ્યા—હું કયાંથી સમજું બેન ! જુઓ, મને કોઇને ત્યાં બેસવા જવાની ટેવ છે ? હું ભલીને મારો અભ્યાસ ભલો. તેથી નવરી પડું તો ભાભીને ઘરના કામમાં મદદ કરૂં, પણ લગારતે શું સમજાવો જોઇએ.

શારદા—શું સમજાવું—શું કહું બેન ! આ એમણે લગાર કાળો હાથ કરેલો.

વિદ્યા—કાળો હાથ કેમ ? લગ્નમાં તો રાતા હાથ થાય. હું એક દિવસ મારી માશીને ત્યાં ગઈ હતી, તેમનું શરીર સહજ માંદુ—સાજુ રહે છે; તેથી મારી બાને તે કહેતાં હતાં કે મારા છતાં આપણી કમળીના રાતા હાથ થાય તો લાખ પહોંચ્યાં. તેથી હું જાણું છું કે 'લગ્નમાં તો રાતા હાથ થાય' ત્યારે તમો તેના બાપે લગાર કાળો હાથ કર્યો છે એમ કેમ કહોછો ?

શારદા—એના બાપની સ્થિતિ સારી નહિ, તેથી તેના વર પાસેથી થોડા પૈસા લઈ તેનો બાપ પરણાવે છે તે કાળો હાથ સમજ્યાં ?

વિદ્યા—સમજ્યાં બેન ! ત્યા એમજ કહોને કે 'રૂખીના બાપે તેનો વિક્રય કર્યોછે. હાય, દિકરીઓપર આ શો જુલમ !

શારદા—એમાં જુલમ શાનો ? તેની દિકરી છે.

વિદ્યા—દિકરીછે તેથી શુ ! તમો એમાં પાપ સમજતાં નથી ?

શારદા—પાપ કે પુણ્ય, આપણે શું ! મારે જવાનું મોડું થાયછે.

વિદ્યા—તમારે જવું હોયતો જાઓ, પણ કહો કે દોકડા લઇને દિકરી આપવી એ પાપ નહિ ?

શારદા—ખરૂં; પણ આપણે શું કરીએ. આપણુંજ મા બાપ જો આ પ્રમાણે વર્તે તો આપણાથી કાંઈ હા—ના કહેવાય ?

વિદ્યા--કેમ ના કેહેવાય ?

શારદા--તમારે કહેવું હોય તો કહેજો. હું તો પેલી વિજી આવે છે તેની સાથે જઈશ. કેમ વિજી! ક્યાં જાયછે?

વિજયા--તું જાય છે ત્યાં; પણ કાંઈ જાણે છે ?

વિદ્યા--વળી શું જાણવું છે બેન !

વિજયા--તમે ઘરમાંથી બહારતો નીકળો નહિ ને આવી તેવી બાબતમાં કાન શાના માંડો છો !

શારદા--હશે, વળી તું નવું શું જણાવે છે ?

વિજયા--રૂખીનો વરતો ઘણો મોટો છે. આપણા ગામમાં પેલાં સુરજકાકી રહે છે ને તેમનો તે નાનો ભાઈ થાય છે.

વિદ્યા--સૂરજકાકી ! એતો ઘણાં ઘરડાં છે, તેમનો ભાઇ!

વિજયા--હા, એમનો ભાઇ ઇશ્વરે બે પૈસા આપ્યા છે, અહિં બેનની પણ સ્થિતિ સારી, ને કોઈ ખાનાર મળે નહિ તેથી--

શારદા--તેથી-કેમ વિસામો ખાધો ?

વિજયા--પ્રથમની સ્ત્રી હયાત છતાં તેમનુ આ બીજી વખતનું લગ્ન છે.

વિદ્યા--પ્રથમની સ્ત્રી હયાત છતાં બીજી વખતનું આટલી નાની છોકરી સાથે લગ્ન ! આ શું બોલો છો ! હાય દૈવ !!!

વિજયા--કેમ શું બોલો છો ! એના બાપને પૈસા લેવાના એટલે તેતો જે પૈસા આપે તેનેજ પોતાની કન્યા આપે કની !

શારદા--હા-બા-હા.

વિદ્યા—પૈસાતો કોઈ નીચ વર્ણ આપે! ત્યારે શું આ પ્રમાણે ઉંચ વર્ણની—બ્રાહ્મણ—વાણીઆની કન્યાઓ નીચ વર્ણમાં જશે ?

શારદા—એમ તે થાય! બ્રાહ્મણ—વાણીઆની કન્યાઓ તે વળી હલકા વર્ણમાં જાય!! તમે આમ કેમ બોલોછો?

વિદ્યા—હું શું ખોટું બોલું છું. જ્યાં દિકરીના દોકડા લેવાનીજ વાત છે ત્યાં ઉંચ નીચનો વિચાર હોતો નથી

વિજયા—તમો સમજો તે ખરૂં! પણ એવું તે કાંઈ બન્યુંછે?

વિદ્યા—એતો બનેજ. પ્રથમ દિકરીના પૈસા કોઈ લેતું નહોતું, અને આજે લેવાય છે એમ ધીમે ધીમે બધુંએ થાય!

વિજયા—થાય તે કેમ! જ્ઞાતિના આગેવાનો કાંઈ આંધળા નથી.

જીવી—એતો ના કહેશો બેન! હું તો બધુંએ જાણું છું.

વિજયા—શું જાણું છું?

જીવી—પૈસે કન્યા પૈસે કુળ પૈસા વિનાનું સઘળું ધૂળ આ જ્ઞાતિના આગેવાનો—

વિજયા—કેમ જ્ઞાતિના આગેવાનો!

શારદા—પુરેપુરૂ કહે જો આપણા ચાર શિવાય અહિં બીજું કોઇ છે?

જીવી—જ્ઞાતિના આગેવાનોને પાંચ પાંચ દાબ્યા, અને જ્ઞાતિલાઓને સારૂં મિષ્ટાન્ન મળ્યું એટલે બેડો પાર! જુઓ આવડા મોટા વરની સાથે બિચારી રૂખીનું લગ્ન થાય છે, પણ કોઇ ઉંચી આંખે કરે છે?

વિજયા—વર કેટલી ઉમરનો હશે ?

જીવી—તે તો ઇશ્વર જાણે પણ મારી ભાભી કલવાનાં સો- પારી લેવા ગઇ હતી તે કહેતી હતીકે વરતો ઘરડો ખખછે.

વિજયા—તમે એટલુંએ જાણતાં નથી ! આ સૂરજ કાકીજ સાઠ–પાંસઠ વર્ષનાં તો છે, તેમનો નાનોભાઇ એટલે તેમનાથી દશેક ઓછા વરસનો ધારોને !

જીવી—તેટલો હોય કે તેથી બે ચાર વર્ષ વધારાનો હોય ! કોણે જન્મતિથિ નોંધી છે.

વિદ્યા—હા ! પ્રભુ !! આર્ય ગૃહસ્થાશ્રમની આ સ્થિતિ !!! "વર ઘોર જોગ ત્યારે વહુ ઘર જોગ"

વિજયા—પણ બેન ! તું કહેતી હતી કે જ્ઞાતિના આગેવા- નોને પાંચ પાંચ દાબ્યા એટલે બેડો પાર ! શું આ કામમાં એવું કાંઇ બન્યું છે ?

જીવી—એતો બધુએ બને રૂખીનો બાપ પૈસાના લોભે રૂખીને કુવામાં નાંખે ત્યારે જ્ઞાતિના આગેવાનો પૈસા- ના લોભે તેના તે નીચ કર્મ ઉપર ઢાંક પિછોડો કેમ ના કરે ?

વિદ્યા—આમ ચારે બાજુએથી બિચારી નિર્દોષ ગાય જેવી બાળાઓ પર જુલમ થાય ત્યાં દાદ–ફર્યાદ કોને કર- વી ! રામ રામ !

જીવી—વિદ્યા બેન શું ખોટું કહે છે ! ધોળે દહાડે નિર્દોષ ગાય કસાઈવાડે જાય અને કોઇ કાંઈ બોલે નહિ તેથી સમજોને કે ધરતીનો છેડો આવી રહ્યો.

શારદા—હા, બેન પણ આપણો કાંઇ ઉપાય, દિકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય.
વિજયા—ખરૂં કહ્યું બેન!
જીવી—શું ધૂળ ખરૂં કહ્યું! આજે તે રૂખી છે ને કાલે આપણે હોઇએ તો,
શારદા—આપણાથી તો આ દુઃખ સહન ના થાય.
જીવી—ત્યારે કહોને કે રૂખીના બાપનો, જ્ઞાતિવાળાઓનો અને ભેગો ગોરનોએ આ ચોકખો અન્યાયજ છે.
ડાહી—અમારે શું બા! વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો, જુઓ કોઇને કાંઈ કહેવાય છે! રડયું ખડયું રાંક ઊપર પડયું!!
જીવી—એમાં રાંક ઉપર શાનું! ગોર લગ્નનો વિધિતો કરાવશેજને.
ડાહી—હા, એતો બધે કરાવે છે તેમ અહિંએ કરાવશે.
જીવી—પણ અહિં કન્યાદાન નથી, કન્યા વિક્રય છે.
ડાહી—શું કન્યા વિક્રય થતો હોય ત્યાં વિધિની જરૂર નથી?
જીવી—ના પૈસા લઈને દીકરી આપવી તેમાં વિધિ શાનો? જુઓ આપણે ગાય કે ભેંસ કોઇને વેચાતી આપીએ છીએ ત્યારે કાંઈ વિધિ કરવો પડે છે! એતો આપણે પૈસા પત્યા એટલે તે ઢોર તેનું સમજવું.
વિદ્યા—હાય જે દેશમાં કન્યાઓનો પશુ પેઠે વિક્રય થતો હોય તે દેશનો અભ્યુદય કેવી રીતે થાય!
શારદા—બેન! તમારા જ્ઞાનની વાત જવા દો. અમારે જવાનું મોડું થાય છે.

વિદ્યા—જાઓ બેન જાઓ, પણ આનો કાંઇ ઉપાય ?

રેવા—ઉપાય ! ઉપાય એજ કે જે થાય તે જોયા કરવું રૂખિના બાપે રૂા. આઠ હજાર લઇ પેટીમાં મુક્યા, તે ઉપરાંત જાન અને જ્ઞાતિનું ખર્ચ તેના માથે, વળી જ્ઞાતિના આગેવાનોને દક્ષિણાપાન્તુ તો જુદુજ. આ પ્રમાણે રૂા. દશ હજારનો વેંત થયો એથી વધારે વળી તમારે બીજો શો ઉપાય કરવો છે ?

વિદ્યા—ઘણું થયું બેન ! મને એ વાત ના કહેશો. મારૂં અંતઃકરણ ફાટી જાય છે. રૂખી પર થતો જુલમ જોઇ પ્રાણ નીકળી જાય છે.

મણી—નીકળી જાય તો ભલે, પણ હજુ તમે બીજું ક્યાં જાણો છો ?

રેવા—વળી તું બીજું શું જણાવે છે ?

મણી—કલવો પિરસ્યા પછી વરને તોરણે ચઢાવ્યો ત્યાં રૂખીની બા ઘરડો વર જોઇ તેને પોંખતી નહોતી.

રેવા—એટલે–

મણી—તેને રૂા. ૫૦૦) ની કંઠી કહાડીને આપી.

રેવા—કંઠી કેમ ?

મણી—રૂા. દશ હજાર ગયા, એટલે વરરાજાતો ખાલી થયા તરતમાં બીજો સવડ થઇ શકે નહે, એટલે સાસુમાને વરરાજાએ રૂા. ૫૦૦)ની કંઠી આપીને સમજાવ્યાં.

જીવી—બેન હું શું ખોટું કહું છું કે 'લક્ષ્મીના સૌ દાસ છે ! રૂખીની બાને કંઠી મળી એટલે તે પણ

શાન્ત પડી હશે !

મણી—હા કેમ શાન્ત ના પડે !

રેવા—પણ આ લોહીવાળી લક્ષ્મી ઝાઝા દિવસ ટકશે ખરી !

મણી—ક્યાંથી ટકે ! જેમ આવી તેમ ચાલી ગઇ સમજોને આજે પુત્રી ભિખારી થઇ તો કાલે માબાપ પણ ભિખારીજ થવાનાં.

રેવા—અસ્તુ. બેન પિતાતો કદાચ દિકરીઓ પર નિર્દય હોય પરન્તુ માતાની આટલી નિર્દયતા મેં કોઈ દિવસ જોઇ કે સાંભળી નથી.

નર્મદા—ના, કહેશો બેન ! આ હળાહળ કળીકાળમાં પિતા કહે પિતા નથી અને માતા કહે માતા નથી. સૌ સ્વાર્થનુંજ સગું છે.

શારદા—હા, જો એમ હોય નહિ તો દિકરીઓ પર ધોળે દહાડે આવો જુલમ થાય !

વિદ્યા—બળ્યો એ સ્વાર્થ ને બળ્યું એ જીવવું. શાસ્ત્રમાં આવાં ઘોર કર્મની બહુ નિંદા કરી છે.

મણી—કેમ ના કહે ! શાસ્ત્રકારો દીર્ઘદૃષ્ટિવાળા હતા. પણ બેન ! આપણા દેશમાં આ રિવાજ શી રીતે ચાલુ થયો હશે ?

નર્મદા—પ્રથમ, અણધારી આપત્તિથી કન્યા કદાચ અકાળે વિધવા થાય તો તેના નિર્વાહ માટે આપણાં દેશમાં સ્ત્રી ધન લેવાતું તેનો આજે ઉલટો અર્થ કરી દીધો છે. એટલે જે ધન પુત્રીના જીવન માટે લેવાતું તે

આજે માબાપના જીવન માટે લેવાય છે.

મણી—તેથીજ કન્યા આપવામાં ઉંચ નીચનો વિવેક રહે તો નથી ને કન્યા દુઃખી થાય છે, દિકરીનું દ્રવ્ય લેનાર માબાપની લોકો નિંદા કરે છે.

વિદ્યા—ઠીકજ! શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

हृदयं भक्षितं माता पितरः शिरएवच ।
बान्धवा पाणी पादौच रुधिर त्वितरे जनाः ॥ १ ॥

કન્યા વિક્રય કરનાર માતા દિકરીનું હૃદય ખાય છે, પિતા માથું ખાય છે, બન્ધુઓ હાથપગ ખાય છે, ને જ્ઞાતિલાઓ દિકરીનું લોહી પીએ છે.

નર્મદા—હાય! શાસ્ત્રમાં આવું ચોકખું લખવા છતાં લોકોની આંખ કેમ ઉઘડતી નથી?

મણી—ક્યાંથી ઉઘડે સ્વાર્થેજ સૌને આંધળા કરી દીધા છે.

શારદા—ત્યારે આવા નીચ કર્મમાં જોવા જવું એ પણ પાપજ છેને!

નર્મદા—હા, આપણે તો આવી વાત જ્યારથી જાણી ત્યારથીજ ત્યાં જવાનું માંડી વાળ્યું છે.

વિજયા—ઠીક કર્યુ બેન! હવે અમે પણ જવાનું માંડી વાળીએ છીએ.

વિદ્યા—બહુ સારૂં! સાંભળો ત્યારે, બેનો! એક પુસ્તકમાં લખ્યું છે કે કોઇ ચંડાળણી જમવા માટે કુતરાનું માંસ માણસની ખોપરીમાં પકાવવાના વિચારમાં હતી. તે પહેલાં તેણે જમીનની શુદ્ધિ માટે જુના જોડામાં

પાણી ભરી છાંટવા માંડયું. એક માણસ ત્યાં થઇને નીકળ્યો, તેણે પુછયું કે તું આ શું કરે છે! ચંડાળણી બોલી--મારે રસોઇ કરવી છે માટે જમીનની શુદ્ધિ કરૂં છું. આ સાંભળી પેલો માણસ વિચારમાં પડી ગયો અને કહ્યું. એક જાતે ચાંડાળ, બીજું કુતરાનું માંસ, ત્રીજું માણસની ખોપરી ને ચોથું જુનો જોડો આથી તે વળી બીજું શું અપવિત્ર હશે કે તેની શુદ્ધિ માટે તું જમીનને પાણી છાંટી પવિત્ર કરે છે? તેણે જવાબ દીધો કે આથી પણ અધમ, નીચમાં પણ નીચ દીકરીના પૈસા લેનાર કોઇ પાપી માણસનો આ જગો પર પગ પડયો હોય તો તેની શુદ્ધિ માટે હું જમીનને પવિત્ર કરૂં છું. બેનો! આથી તમો સમજ્યાં હશો કે દિકરીના પૈસા લેવા એ નીચમાં પણ નીચ અને દુષ્ટમાં પણ દુષ્ટ કર્મ છે.

નર્મદા—હાય! ત્યારે આવાં નીચ કર્મથીજ આ પવિત્ર ભારતભૂમીની અત્યારે આ સ્થિતિ છે?

વિદ્યા—હા, જ્યાં સુધી આપણા દેશમાંથી આવાં નીચકર્મો, કે કન્યાવિક્રય જેવાં ઘોર પાપો નાશ પામ્યાં નથી ત્યાં સુધી કદિ દેશનો અભ્યુદય થવાનો નથી.

શારદા—તથા કન્યાનો પિતા કીર્તિ, કુળ કે દ્રવ્યનો લોભ છોડી જ્યાં સુધી કન્યાને સુખી કરવા તરફ લક્ષ રાખી કન્યાદાન નહિ દે ત્યાં સુધી આપણો સંસાર સુખી થવાનો નથી.

વિજયા—અને જ્ઞાતિના પટેલીઆઓ આગળ પડી આ ઘોર પાપનો અટકાવ નહિ કરે ત્યાં સુધી કદિ જ્ઞાતિની ઉન્નતિ થવાની નથી.

જીવી—વળી જ્ઞાતિવાળાઓ કન્યાવિક્રયથી જ્યાં કન્યારૂ માંસ રંધાતું હોય ત્યાં જમવા જવાનું છોડી દેશે નહિ તો તેમનું પણ શ્રેય: થશે નહિ.

ડાહી—ને દક્ષિણાની લાલચે ગોર ( આચાર્ય ) જ્યાં સુધી કસાઇવાડે જતી ગાયને છોડાવશે નહિ ત્યાં સુધી તેમનો ઉદય થશે નહિ.

રેવા—પશુવૃત્તિને પોષનાર અમારા કુલીનો એક હયાત છતા બીજી વર્ષની બાળાનો ભવ બાળતા અટકશે તોજ તેમનું કલ્યાણ છે.

મણી—જ્યાં સુધી કન્યાની માતા પોતાની પુત્રીને સુખી કરવાની ફરજ નહિ સમજે ત્યા સુધી તે કદિ દિકરીનું ભલું કરી શકશે નહિ.

નર્મદા—બસ કરો બેનો! આવા વિદ્વાનના સમાગમથી આપણને આજે ઘણો લાભ થયો છે અને પ્રભુ સમક્ષ આવાં નીચ કર્મમાં પ્રવૃત્તિ નહિ કરવાની આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ.

સૌસાથે— શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

કન્યાવિક્રય જે કરે ધન લઇ, ધિક્કાર તેને ઘણો,
કીર્તિના કદિ લોભથી કુળ જુએ, તે પાપી પુરો ખરે
કીર્તિદ્રવ્ય તણો દશો જગતમાં, જે સ્વાર્થ સાધે નહિ
કન્યાના સુખનો વિચાર કરશે, તે પુણ્યશાળી સહી.

સમાપ્ત